



# ફીરદોસી. તુસી.





# ફીરદોસી-તુસી

શાહનામાનો કર્તા,

તેનો જનમ, તેના સંકટો, અને તેનું સેવટ.

---

નસર અને નઝમમા રચનાર

---

પેહલી આવૃતી

નકલ ૧૦૦૦.

---

મુંબઈ.

ઇ૦ સ૦ ૧૯૨૭.

---

કિમત રૂ૦ ૧.

**" I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being let me do it NOW : for I shall not pass this way again.**

**OMAR KHAYAM.**



રચનાર, અને પ્રગટ કરનાર મનજીભાઈ ન. પટેલ;
મુકામ:—૧૫ ફોરાસ રોડ, મુંબઈ.
ધી ફોરટ પ્રીન્ટીંગ પ્રેસ નં૦ ૧ પારસી બજાર સ્ટ્રીટ, કોટ,
મુંબઇ મધે મી૦ હોસંગ તેહમુરસ અંકલેસરીઆ એ છાપ્યું છે.

# અર્પણ.

મેહેરબાંન મિત્ર

શેઠ ફીરોઝ સોહરાબજી મઝદર.

પારસી કોમની ઉંચરતી ઓલાદની બેહતરી માટે,
મઝદયસ્નીધરમ તરફની તમારી ફિદાગીરી માટે,
પારસી કોમના જવાંનોના શારીરિક બાંધા અને અંગ-
બળની ખિલ્લવણીના શોખીન તરીકે તમો જાહેરમા તેમજ
ખાનગીમા જે ઉલટ અને ઉમંગથી ભાગ લેતા રેહ્યા છો,
તેમજ જુદાં જુદાં જરથોશ્તી ધારમિક મંડળો સાથનો
તમારો દિલસોજી ભરેલો સંબંધ, તેમજ પારસી
કોમના ચોકસ વર્ગમા દાખલ થયેલી કેટલીક
પશ્ચીમ તરફની કમપસંદ બદીઓ તરફ તમો
જે તિરસ્કારની લાગણી દેખાડતા રેહ્યા છો,
તેવા એક મિત્ર તરફના ચાહ
અને માન તરીકે
આ અદના લખનાર
ફીરદોસીની જીંદગીનો આ ઇન્તેખાબ ખરા મિત્ર ભાવથી
અર્પણ કરવાની રજા ચાહે છે.

ધ૦ ન૦ પટેલ.

# ફીરદોસી તુસી.

## સાંકળીયું.



### શાહનામુ અને ફીરદોસી.

## ફીરદોસી તુસી.

# ખુલાસો.

શાહનામાના લખનાર શાએરનું ખરૂં નામ અબુલ કાસીમ મનસુર હતું.

**તુસી**—તુસ શેહરના એક ગામમા એ જનમ પામેલો હોવાને લીધે, તુસીની અટકે એ ઓળખાતો હતો.

**ફીરદોસી**—એ એનો તખલ્લુસ (Nom de plume) હતો.

આ નાહના પુસ્તકમા એ જગ આશકાર શાએરની જીંદગીનો હેવાલ જુદાં જુદાં સાંધણોમાથી જમાવ કરી નસર અને નઝમ રૂપે ચીતારયો છે.

શાહનામાના આ પ્રસિધ્ધ રચનારની ઉપર વિટેલા વિટંબના, તેને સહન કરેલાં સંકટો અને આસા અને નિરાસ વચ્ચે તેને ગુજારેલી જીંદગીનો આ હેવાલ, તેણે રચેલાં મહાંન યાદગાર પુસ્તક શાહનામા સાથે નિકટનો સંબંધ ધરાવે છે, તેમ હોવાને લીધેજ શાહનામાની કિતાબ જેટલી પારસી કોમને પ્યારી અને વાંચવા જોગ છે, તેટલીજ તેને રચનાર શાએર ફીરદોસીની જીંદગીની તવારીખ અગત્યની છે, એમ માની લઇ તે અત્રે રજુ કીધી છે.

કર્તા

# ફીરદોસી અને પારસીઓ.

ઓ જમાના તું કેવો બેરેહમ ! પારસીઓની નજર ઉપર તેં કેવો ભુલાવાનો પરદો નાખી, તેમને ભોલવી નાખ્યા, કે તેઓ ફીરદોસી જેવા એક મહાંન શાએરની યાદ ભુલી ગયા. ફીરદોસી કે જેણે પારસીઓના પુરાતન નિયાગાંનોની કિરતીના બયાંનો રચી, ઇરાંનની ગુમ થઇ ગયેલી પારસી શહેનશાહતની કિરતીને જીવતી કીધી, તેની તરફ તેઓ કેવા બેદરકાર અને બેરેહમ બન્યા, કે તેની યાદને વટીક તેઓ ભુલી ગયા.

આજના કેળવણીના જમાનામા કેળવાયલા પારસી જવાંનો ઓમરની ઇલિયડ, મીલટનની પેરેડાઇસ લોસ્ટ અને ટેનીસન તેમજ બર્નની શાએરી વાંચવામા મોજ સમજી લેઇ, ફીરદોસીને કાં ભુલી જતા હશે ! શું ફીરદોસીએ તેમના નિયાગાંનોને સજીવન કરી, જગતની આગલ તેમની કિરતીને જીવતી કીધી નથી ?

## પારસીઓને લાગુ પડેલી બેપરવાઇની બીમારી.

આજે હિન્દુસ્થાંનની કરોડોની વસ્તીમા પારસીઓની કિરતીને મુસ્તરી સિતારા જેવી ઝલકતી કરનાર એક શાએર ફીરદોસી સિવા બીજો કોણ હતો ?

એ શું શરમ ભરેલું નથી ? પારસીઓએ ફીરદોસીને ભુલી જવું, અને તેની શાહી કિતાબ તરફ બેપરવા અને બેદરકાર બનવું, એના જેવું નગુણાપણુ બીજુ શું હશે ?

પેગંમબર જરથોશ્તે જેમ પારસીઓને ગાથા જેવાં બેમુળ પુસ્તકની નવાજેશ કરી જરથોસ્તી ધરમની બુલંદીનું બીજ રોપ્યું, તેમ ફીરદોસીએ પારસીઓના નિયાગાનોની કિરતીને સજીવન કરવા માટે શાહનામા જેવી એક બેમુળ કિતાબ પારસીઓને અર્પણ કરી છે, જે બેમુળ પુસ્તક અંદર સમાયલી પારસી નિયાગાંનોની કથાઓ સાંભલી બીનઇરાંનીઅંન મજાઓના લોહી જોશબંધ ઉછળી રેહ છે. તેજ કથાઓની કદર, વતન ઇરાંનના આપણ ફરઝંન્દો હોઇને, સાસાંનીઆન શહેનશાહતની ઓલાદના આપણ વારેસો હોઇને આપણ બુજીયે નહી, એ કેવું શરમ ભરેલું! શું આપણ બેહરાં તો નથી થઇ ગયાં? ત્યારે આ બેપરવાઇની બિમારી પારસીઓને કયાંથી લાગુ પડી?

એ એક શરમ ભરેલી બેપરવાઇ છે. ફીરદોસી અને તેને રચેલું મહાંન પુસ્તક શાહનામાને ભુલી જવું, એ કાંઇજ નહી, પણ પારસી કોમની એક બેપરવાઇ છે.

કમનસીબે આપણી પાસ આપણી પોતાની ભાશા કે સાહિત્ય જેવુંબી કાઇ નથી. કયાં છે પારસી ભાશા? કયાં છે પારસીઓનું સંગીત? એ બે માહેલું એકબી આપણું પોતાનું નથી. એક પારકી ભાશાને આપણે તાણી તોડી, મરડી મચડી આપણી પોતાની કરી આપણે પચાવી બેઠા છીયે. ઓ મહાભારત નિયાગાંનોની બેપરવા ઓલાદ, આ તારી કેવી કમનસીબી! આ તારી કેવી હિનપસ્તી! ઓ વહાલાં વતનથી બેવતન થાયેલી મજા, આ તારૂં કેવું નગુણાપણું! આજ ૧૩૦૦) વરશ થયાં તું

તારી ફરજ બજાવવામા કેવી બેપરવા બની ગાફેલ થઇ ગઇ. એવી તારી ગાફેલી અને બેપરવાઇમાજ શું તું નાશ પાંમવા ચાહે છે ?

## ના ભુલ ઓ બંદા પારસી.

પણ સાંભલ. ઓ મહાન મજાઓની મહાન ઓલાદ, અગર જો તારો નાશ થતો તું અટકાવવા ચાહતી હોય, તો સાંભલ. તારી ગાફેલી અને બેપરવાઇમાથી તુ. જાગરૂત થા. ફીરદોસીની યાદ તારા હઇડાંમા તાજી કર, અને તારા નિયાંગાંનોની પવિત્ર યાદને તું હઇડે ધર, અને તારાં માદર-વતન ઇરાંન સરઝમીનને તારાં જીગરમા ફરી તાજી કર.

ના ભુલ ઓ બંદા પારસી ! ના નગુણો થા, ઓ બેપરવા પારસી ! તું કેળવાયલો હોય તો ભલે, પણ જાણ, સાંભલ, અને વિચાર કર, કે પ્રસીધ વિદવાંન ગીથેએ જે કાંઇ જરમનીને માટે કીધું છે; મહાંન ઓમરે જે કાંઇ ગ્રીસને માટે કીધું છે; શેકસ્પીએરે જે કાંઇ ઇંગ્લંન્ડ અને ઇંગ્રેજો માટે કીધું છે; પેલા પ્રખ્યાત લેખક સ્કોટે જે કાંઇ સ્કોટલેન્ડ માટે કીધું છે, તેટલું અને તેવુંજ ફીરદોસીએ ઇરાંન અને પારસીઓ માટે કીધું છે. તેણે સાઠ હજાર બયેતો હુંનરમંદ કારીગરીથી જોડી, શેહનશાહોની શાહી, તલવાર, ભાલા, ખંજર, કમાન અને તીરના જંગની જંગે મયદાંનમા તારા નિયાગાંનોએ મચાવેલી ધુમનું બયાંન કરી, તે જગતને હવાલે કીધા, તે શું તું ભુલી જાય છે ? તીસ તીસ વરસ સુધી રંજ ખેંચી તારો મુવેલો મુલક તેણે શું સજીવન કીધો નથી?

## ફીરદોસીના નામો.

આ મહાન કવીના નામો અનેક લખનાર જુદાં જુદાં જણાવે છે. દવલત શાહે સમરકંદી, જે પંદરમી સદીમા થઇ ગયેલો લેખક હતો, તે લેખક એનું નામ હસન બીન ઇશાક બીન શરફશાહ હતું, એમ જણાવે છે. બાઇજનગરખાનના દિબાચામા જણાવ્યા પ્રમાણે, એનું નામ અબુલ કાસીમ મનસુર હતું, અને એના બાપનું નામ ફકરૂદીન એહમદ બીન ફરૂખ અલ ફીરદોસી હતું. એક અતી જુનું પુસ્તક 'તારીખે ગઝીદા' જે ઇ૦ સ૦ ૧૩૩૦ મા લખાયલું કેહવાય છે, તેમા લખ્યા પ્રમાણે એનું ખરૂં નામ અબુલ કાસીમ હસન બીન અલી, વતન દાર શેહરે તુસ હતું.

## વતન તુસ! 'મશદ' ખાકે-પાક.

તુસ ખોરાસાનનું પુરાતન શેહર હતું. તુસે તે શેહર સ્થાપ્યું હતું. હાલમા ઇરાનના નકસા ઉપર એ તુસ શેહરનું નામ, નિશાંણ કે જગ્યા વટીક જણાતી નથી, પણ તે જગ્યા ઉપર મશદ શેહર વસાયલું છે. એ મશદ શેહરમા, શીહા મુસલીમોના આંઠમા ઇમામની પવિત્ર કબર આવેલી કેહવાય છે, અને ત્યાં ઇરાંનના સઘલા ભાગોમાથી શીહા મુસલીમો જીયારતે જાય છે. એ જગ્યાને અતી પવિત્ર ગણી, તેને 'ખાકે પાક'ના પવિત્ર નામથી ઓલખાવે છે. એવી પવિત્ર, અને નામીચી જગ્યા આપણા નામીચા શાએર ફીરદોસીની જનમ ભુમી હતી. જમાનાની ગીરદેશ એથી વધારે શું કરી દેખાડશે, કે જે શેહર એક ઇરાંની પેહલવાંને સ્થાપ્યું, અને જ્યાં ફીરદોસીનો જનમ થયા બાદ, તેની મિટ્ટી

પણ ત્યાંજ પડી, તે શેહર આજે મુસલીમ મજહબનું એક પવિત્ર મુકામ થઇ પડયું, અને યાદગાર શેહર તુસ, ઇરાંનના નકશા ઉપરથી જાવેદાંનનુ મુસાઇ નાબુદ થઇ ગયું.

## ફીરદોસીને ફરેસ્તાઓની મદદ!

ફીરદોસીની જીવતી જીંદગી, તેમજ તેના મરણના બનાવ સાથ કેટલીક કથાઓ જુદાં જુદાં સાંધણો મારફતે છુટી છવાઇ મળે છે. એક શખ્સે સ્વપનામા ફી[illegible]સીને શાહનામાની બયેતબાજી રચતાં જોયો. તે બારીકીથી ફીરદોસીને જોતો હતો, તેવામા એક ફરેસ્તો ફીરદોસીની પીઠ પાછલ ઉભેલો તેણે જોયો. વધુ બારીકીથી પેલો શખ્સ ફીરદોસીને જોતો હતો, તેવામાં પેલા ફરેસ્તાએ ફીરદોસીએ જે હાથમા [illegible] પકડી હતી, તે હાથ પકડી, તેને લખવાના કાંમમા તે મદદ કરતો હોય, તેમ તેણે દીઠુ. બ્યાર પછી તે ફરેસ્તો તેની નજર આગલથી હવામા ઉડી જતો તેને દેખાયો. પેલા શખ્સે અજબ થઇ તે ફરેસ્તાની પાછલ નજર કીધી, પણ જયારે તેની સેહજબી નિશાંણી તેને દેખાઇ નહી, ત્યારે તે ધીમે ધીમે ફીરદોસીની પીઠ પાછલ જઇ, તેણે શું લખ્યું હતું, તે તે જોવા લાગ્યો. તો તે શખ્સને ફીરદોસીએ નીચલી લીટીઓ લખેલી જણાઇ.

"મેયાઝાર મુરી કે દાંન હકશસ્ત,
કે જાન દારદો જાન શીરીન ખશસ્ત."

ઉપલા બયેતનો સાર:

"એક નિરદોસ કીડીને પણ હેરાંન ના કર, કે જે અનાજનો એક દાણો પોતાના નિર્વાહ માટે ઘસડે

છે. તેથી જીવ ધરાવે છે, અને તેનેથી તેનો જીવ વાહલો હોય છે."

## ફીરદોસીના નામ સાથ જોડાયલી દંતકથા.

### (નંબર ૨.)

એક દંત કથા એ મહાન કવીના મરણ સંબંધી જણાઇ છે. અને તેને નીઝાંમી અરૂઝી જેવા શાએરે પણ વર્ણવી છે. ફીરદોસીના મરણ પામ્યા પછી, શેખ અબુલ કાસમ ગુરગાની નામના તબારનના વડા મુલ્લાંએ ફીરદોસીની લાસને મુસલમાનોના કબ્રસ્તાંનમા દાટવા દેવાની પરવાંનગી આપવા ના પાડી, અને તેમ કરવાનું કારણ તેણે એવું જણાવ્યું, કે મુસલમીનોના કબ્રસ્તાંનમા દાટવાને લાયક તે મુસલમીન નહી હતો, કેમકે તે એક મુસલમીન હોઇને જરથોશ્તીઓના પાદશાહ અને પેહલવાંનોની કિરતીના વખાણ ગાવામા, તેણે પોતાની તમામ જીંદગી અરપણ કરી હુતી, વિગેરે.

એવું કેહ છે, કે તેજ રાતે તે મુલ્લાંએ એક સ્વપનો જોયો. તેમા તેણે ફીરદોસીને એક સુંદર બેહસ્તમા એક જડાવદાર તખત ઉપર બેઠેલો દીઠો. તેના આંગ ઉપર એક લીલા રંગનો જભ્ભો હતો, અને તેના માથાં ઉપર તેણે લીલા રંગના ચકચકીત પાણીવાલું એક તાજ પેહડેલું હતું, અને તેના તખતની આસપાસ કયાંની પાદશાહો અને પેહલવાંનો ઉભેલા હતા. તે મુલ્લાંએ ફીરદોસીને સવાલ કીધો, કે: "અએ ફીરદોસી, તું આવે દરજજે કેવી રીતે પુગ્યો." ફીરદોસીએ જવાબ દીધો, કે: "મે પરવરદેગારની સિફતમા નીચલી બયત જોડી હતી, અને તેથી મને આવો દરજજો મલ્યો છે:-

**જેહાંનરા બુલંદી ઓ મસ્તી તોઇ,**
**નદાનમ ચેઇ હરચે હસ્તી તોઇ."**

આ સ્વપનો જોઇ ઉઠયા પછી, કેહ છે કે મુલ્લાં ગુરગાંની તુરતજ જે જગ્યા ઉપર ફીરદોસીની લાસને દફ્નાવી હતી, ત્યાં તેની કબર પાસ ગયો, અને ત્યાં તેણે બંદગી કરી હતી. એ દંતકથા ફીરદોસીના આ દાસ્તાંનમા વિગતવાર દરશાવી છે, એટલે આ પ્રસંગે અત્રે તે લંબાણથી દરશાવવાનું અપ્રસંગોપાત લાગે છે.

## ફીરદોસીના જનાજાના બાબમાં જણાયલી દંતકથા (નંબર ૩)

કેહ છે, કે મુલ્લાં ગુરગાંનીએ ફીરદોસીની લાસ ઉપર ક્રિયા કરવા ના પાડી, તેથી તેની લાસનો જનાજો કોઇબી મુસલમીનોએ મુલ્લાંની પરવાંનગી વગર ઉંચકી જવા ના પાડી. આવી વખતે કેહ છે, કે ફીરદોસીની લાસ ઉંચકાયા વગર તેના મકાંનમાં પડી રેહલી જોઇ, અને કોઇબી પુરૂશે તેનો જનાજો ઉંચકવા ના પાડયાથી અંતે લાચાર થઇ, ફીરદોસીના કુટુંબની કેટલીક સ્ત્રીઓ ફીરદોસીનો જનાજો ઉઠાવી, તેને દફન કરવા માટે મુકરર કરેલી જગ્યાએ લઇ ચાલી. પણ એ વખતે એક અજાયબ બનાવ બનતો લોકોને દેખાતો હતો. ફીરદોસીનો જનાજો જો કે તેના કુટુંબની સ્ત્રીઓ ઉઠાવી ચાલતી હતી, પણ તેમની ખાંધ ઉપરથી તે જનાજો અલગ ઉચકાઇ ગયલો લોકોને દેખાતો હતો, કેમકે તે જનાજાની ચારે બાજુએ ચાર ગેબી મદદગારો, ફીરદોસીનો જનાજો ઉપરથી ઉઠાવી રહ્યા હતા, જેની ખબર

ફીરદોસીનો જનાજો ઉઠાવી ચાલતી તેના કુટુંબની સ્ત્રીઓને સેહુજબી હતી નહી, કેમકે તે ગેબી મદદગારો તેમની નજરે પડતા નહી હતા.

અંતે તે જનાજો ફીરદોસીની છેલ્લી આરાંમગાહ માટે મુકરર કરેલી જગ્યાએ લેઇ જઇ, ફીરદોસીની લાસને ત્યાં દફનાવવામા આવી હતી.

## ફીરદોસી કાંહ નથી ?

એના પોતાના દેશના સાહિત્યમા ફીરદોસી સાહિત્યના એક શેહનશાહ તરીકે એકમતે મનાયો છે. શાએર અનસરી જે ગીઝનીના પાદશાહ મહામુદની દરબારનો એક માનીતો શાએર હતો, તે ફીરદોસીને પોતાના ઉસ્તાદ અને સાહેબ તરીકે કબુલ કરી ગયો છે. આખાં ઇરાંન દેશમા ફીરદોસી સઘલા ઇરાંની કવીઓની અંદર એક મહાંન કવી તરીકે મંજુર રહ્યો છે. પશ્ચીમ અને પુર્વના વિદવાંનો એકમતે એની મહાન શકતીને વખાણી ગયા છે, અને આજેબી વખાણે છે. શેહનશાહોની દરબારમા, રાજકારોબારીઓના મંડલોમાં, ચોરોના મથકોમાં, તેમજ રંગરાગ અને ખાનપાન અને માનના મેળાવડા અને મેહફીલોમાં, તેમજ છેલ્લે રસ્તે રખડી ભીક્ષા માગનારા ભીખારીઓ વચ્ચેબી એની કવીતાઓ ગવાય છે, બોલાય છે, સંભલાય છે, અને તેઓ સઘલા તેથી આનંદ મેળવે છે. જમાનાઓ ગુજરી જવા છતાં, ફીરદોસીના કાવ્યોની કોઇએ નકલ કરી નથી, તેમજ નકલ કરવાની કોઇએ તજવિજ વટીક કરેલી જણાઇ નથી.

## પુર્વ અને પશ્ચીમના શાએરો વચ્ચે ઝલકી રહેલો ફીરદોસી.

દુનિયામાં થઇ ગયલા કોઇબી મહાંન કવીએ ફીરદોસીના જેવી ચાલુ વિખ્યાતી મેળવી નથી. ઓમરે જમાનાઓ સુધી સાહિત્યના રણસંગ્રામમા સર્વોપરી મેલવ્યા પછી, આજે તે વિશે વિદવાંનો શું વિચારે છે? શેક્પીયર, તેના પોતાના તેમજ તેની પછીના જમાનામા પુંજાયો હતો, પણ આજે તેના નામ સિવાય કાંઇ બીજું સંભલાતું નથી. રામાયણ અને મહાભારતના લખનારા વિદવાંનો ભુલાવાના વાદલની ઘટામાં ઢંકાઇ ગયા છે. ગીથે અને મીલટન પણ તેજ હાલતમા જઇ પડયા છે. પશ્ચીમના શાએરોમા વરજીલ અને દાંતેના નામોની આપણને યાદ આવે છે. તેઓ બેશક દુનિયાના માનને લાયક છે, પણ તેમના નામોજ ફકત આજે સંભલાય છે, અને તેમના મહાન કાવ્યો જેઓ માટે લખાયાં હતાં, તે મજા આજે કહાં છે ?

## ઓ મહોન વતન! ઓ માદર ઝમીન.

ઓ પ્યારાં વતન, ઓ મહાંન સર ઝમીન, કેવી તારી નઝાકત! કેવી તારી મહાભારત મજા, ઓ મહાંન ઇરાંન! ઓ સરજમીન, કહાં છે તારા કદાવર કદના અને તંદરોસ્ત બદન અને બળના મરદો અને ઓરતો! જયાં સ્ત્રીઓ પુરૂશો સાથ છુટાપણુ ભોગવી માન પાન મેળવતી; સ્ત્રીઓ જેઓ રાજ ચલાવતી, લશ્કરને દોરવતી, અને શાહી કારોબાર કરતી, તે કહાં ગઇ? માતા તરીકે, મોહોરદાર તરીકે, અને રાજ કરતી રાણીઓ તરીકે

જીવી, જેઓએ નારી જાતની કિરતીમા વધારો કીધો, તે નારીઓ, તે બળવંત નારીઓને પેટે અવતરેલા મરદોએ એક હજાર વરશ સુધી અમલ ચલાવી દુનિયા કબજે કીધી; તે સામ નરીમાન અને રૂસ્તમની ઓલાદ, તે અર્દશીર બાબેગાંન અને શાહપુર તથા નોશીરવાંનના જાએનશીનો કહાં ગયા?

## એવી મહાન માતાઓના મહાન સપુતો આજે કહાં છે?

એવી મહાંન માતાઓના મહાન સપુતો, જેમને પેટે જનમ લેવાનો અમો પારસી એકરાર કરયે છીયે, તેમના પવિત્ર રૂહની બરકતથી આપણ ખરી રીતભાત, ખરા સદગુણ, જોર અને બળ મેળવી અગાઉના જેવી હિંમત, હાંમ અને કિરતી મેલવ્યે. ના, એટલુંજ નહી, પણ તે કિરતીવંત મહાન માતાઓની મેહરભરી બરકતથી, આપણી આજ કાલની દીકરીઓ હિમતવાંન બની પોતાનુ સ્વમાંન જાળવતાં શીખે, પોતાના મન ઉપર કાબુ રાખી શકે, અને પોતાના તન અને મનની હાલત ખીલવી નમુનેદાર માતાઓ બની, પુર્ણ તંદરોસ્ત ઓલાદને જનમ આપી શકે.

સ્રીઓને હિનપસ્તી અને અભણ હાલતમાં રાખવાનું જ્ઞાંન ઇરાંનીઓ જંગલી આરબોને જોઇ શીખ્યા હતા. અને અરવાચીન પારસીઓ આ દેશમા આવી, પછાત પડેલી હિન્દુ કોમના સમાગમમા આવ્યાથી તે શીખ્યા, કે જેઓની સાથ વસ્વાટ કરવાની ૧૩૦૦ વરશ થયાં તેમને ફરજ પડી હતી.

## પારસીઓએ એક પ્રજા તરીકે જીવવું હોય તો શું કરવું જોઇએ.

પારસીઓની સાંમે આજે એક ગંભીર સવાલ ઉભો રેહલો છે. પારસી કોમની ઘઉંમા કાકડાં જેટલી નાહની સંખ્યા જોતાં, અને તેઓમા ચાલી રેહલી સંસારી અને આર્થીક નીતી રીતી જોતાં તેમની હસ્તી માટે મોટો સવાલ ડગમગાવે છે. એક પ્રજા તરીકે જીવવાનો પારસીઓ માટે એકજ ઇલાજ છે. બીજાં અનેક સાંધણો જેઓને દેખાતાં હોય, તે તમામે તમામ પોકલ સમજવાં. જે પ્રજાની તવારીખ હોતી નથી, તે પ્રજાની હસ્તી પણ રેહતી નથી. પણ પારસી પ્રજાની મહાંન સલતનતની એક મહાંન તવારીખ તેની પાછલ ઉભી છે. જમાનાના તે કાળમા, જયારે દુનિયા સુધારામા દરેક રીતે આગળ વધી ચુકી હતી, ત્યારે પ્રખ્યાત પારસી શેહનશાહ અર્દશીર બાબકાંને, આખો એશ્યા ખંડ સર કરી. રોમન શહાનશાહતને જેર કરી, પોતાની માલેકીમાં લીધો હતો.

એવી એક મહાંન પારસી પ્રજા, જેની તવારીખે દુનિયાની આગેવાંન પ્રજાઓને મહાભારત પાઠો શીખવ્યા છે, તેની તવારીખ અગરજો વિસરાઇ જાય, તો એક પ્રજા તરીકે પારસીઓ કદીબી હસ્તી ભોગવનાર નથી.

## પારસી કોમની સાચી તવારીખવાલું પુસ્તક શાહનામું છે.

ફીરદોસીનુ શાહનામું, પારસી કોમની સાચી તવારીખ દાખવનારૂ એક પુસ્તક છે. એ શાહનામાથી પારસી કોમ હિન્દુસ્થાંનમા ઓલખાય છે. અગર જો

પારસી જેવી નાહની કોમે એક મજા તરીકે ભવિશમા જીવવું હોય, તો એકજ ચીજની જરૂર છે. અને તે એ, કે આજના પારસીઓએ, નાહનાં અને મોટાંઓએ નર અને નારીઓએ, અદના અને આલાઓએ, પોતાના નિયાગાંનોની તવારીખ પોતે જાણવી જરૂરની છે. એટલુંજ નહી, પણ પોતાના ફરજંદોની યાદદાસ્તમા તે તાજી રેહ, માટે આ શાહનામાની કિતાબ પારસી કુટુંબોમા ઘેરેઘેર વંચાવી ઘટે છે. એ શાહનામાની હસ્તીથીજ આપણી હસ્તી થવા પામી છે, અને એ શાહનામું જો નાબુદ થાય, તો પારસી કોમની તવારીખ, અને તવારીખની સાથે પારસી કોમની હસ્તી ભયમા આવી પડવાની એક નિશાણુ સમજવી.

## વરશો વહી જાય છે! પારસીઓ હવે કયારે જાગશો?

વરશો વહી જાય છે. પારસીઓની હાલની જીંદગી ગમે એવી સભાઓ, ભાશાણો, અને 'તાતાધીના' ખટકે ખટકે થતા રેહવા છતાં, તથા ધોંધાટો અને ગરજતાં વાદલ જેવા ગડગડાટો કીધા છતાં સુધરે એમ લાગતું નથી! હું અને તું ના સવાલો ચાલુજ રહ્યા છે! કોઇ કોઇની ચઢતી જોઇ શકતું નથી. કુસંપ ઓછો થતો નથી. મતફેરી વધતીજ જવા લાગી છે. આપણી તવારીખ નહી જેવી બનતી જાય છે, અને વારેસોને વારસા તરીકે આપવા જેટલી મીરાસ કાંઇએ રહી નથી.

## ઓ માદર ઝમીન! તારી મધુર યાદ!

આપણુ પારસીઓ આપણું રાજ પાછું સ્થાપી શકવાના નથી. આપણુ પારસીઓ હવે લડી શકવાના નથી, તેમજ માદર વતન ઇરાંન આપણુ જીતી શકવાના નથી. ત્યારે શું જેઓએ પારસ અને પારસીઓનું નામ અંમર કરવા માટે, પુર્વ કાળમા લડી પોતાના વાહલા જાન આપ્યા છે, તેમની યાદ આપણે ભુલી જવી જોઇયે? શું કહીબી કોઇ પ્રજા દેશાભીમાનની લાગણી વગર જીવી શકી છે? અગર જો પારસીઓમા 'પેટ્રીઓટિક' લાગણી નહી હોય; જો માદર ઝમીનને ખાતર તેઓના જીગરમા મોહોબત કે ચાહત નહી હોય; જો પોતાના પુર્વજોની તવારીખ તેમને વાહલી નહી હોય, તો યાદ રાખજો કે પારસી કોમ એક પ્રજા તરીકે કહીબી જીવી શકે નહી. એ લાગણી પારસીઓના જીગરમા ફીરદોસીએ ઉતપંન્ન કીધી છે.

ના. નાનાભાઈ પટેલ

સાંજાણા દી. ન. પટેલ

## ફીરદોસીની તારીફમાં દુનિયાના જાણીતા સત્તાધિકારી શાએરોના સુખન.



**શાએર અનસરી:**

આફ્રીન બ રવાંને ફીરદોસી,
ઑાન હુમાયુન નેહાદ ફરખુન્દેહ.
઩ ને ઉસ્તાદ બુદ વમા શાગેર્દ,
઩ ખુદાવન્દ બુદ વમા બન્દે.

તરજુમો:-

આફ્રીન હોજો તું પર હજારો હજાર,
ઓ રોશન રવાં ફિરદોસી નેકકાર.
તું ઉસ્તાદથી બ્હેતર હતો નેકનામ,
તું માલેક હમારો હતો, હમ ગુલામ.

**શાએર નિઝામી:**

સખુન ગુયે દાનાએ પીશીને તુસ,
કે આરાસ્ત રૂએ સખુન ચુન અરૂસ.

તરજુમો:-

વતનદાર હતો તે કવી શેહરે તુસ,
સુખનનો અજબ કીધો સંગાર ખુશ.

શાએર શયખ સાદી:

ચે ખુશ ગોફ્ત ફીરદુસીએ પાકઝાદ,
કે રહેમત બરાન તુર્બતે પાક બાદ.

તરજુમો:-

સરસમા સરસ છે ગયો કહિ વાત,
ઓ નેક ફીરદોસીએ પાકઝાદ.
દરૂદ તુંજ તુર્બત ઉપર હજાર,
ચિતારી ગયો બેનમુન તું ચિતાર.



# શાહનામું અને ફીરદોસી.



અગર જો શાહનામાં જેવી કિતાબ રચાઇ હોતે નહી, તો પારસી કોમના પાદશાહો, પેહલવાંનો અને તેમના નિયાગાંનોની તવારીખની નોંધ, જે આપણુ આજે જાણુવા પામ્યા છીયે, તે આપણુ કદીબી જાણુવા પામતે નહી, અને તેમના મહાંન પરાક્રમો સુધરેલી દુનિયામા આજે કદીબી જાહેર થવા પામતે નહી.

આ શાહનામા કિતાબનો રચનાર ફીરદોસી નામનો એક ઇરાંનનો શાએર હતો, જેણે પારસી કોમના પુર્વકાળમા થઇ ગયેલા પેશદાદી, કિયાંની અને સાસાંની વંશના પાદશાહો અને પેહલવાંનોની કિરતી અને તેમની કારકિર્દીના હેવાલોની હકિકત, ફારસી જબાંનમા એતબાજીમા રચી, સુધરેલી દુનિયાંને તે સપુરદ કરી એક મહાંન પ્રજાની કિરતી અંમર રાખી ગયો છે.

### ફીરદોસી એક તખલ્લુસ.

આ મહાંન શાએરનું જનમ નામ અબુલ કાસીમ મનસુર હતું. તેના બાપનુ નાંમ એહમદ હતું. ફીરદોસી એ તેનો તખલ્લુસ યાને *nom-de-plume* હતો.

આ તખલ્લુસ મનસુરે કેવી રીતે સંપાદન કીધો, તે વિશે કાંઇ ચોક્કસ લખાવટ મલતી નથી. એક લખાવટ એ તખલ્લુસના બાબમા એવી કેહવાય છે, કે મનસુરે મહમુદ શાહ ગઝનવીની દરબારમા અમુક બાબદ ઉપર ઘણીજ મનપસંદ એતબાજી (નઝમ) રચ્યાથી મહમુદ શાહે ખુશી થઇ, દરબારમા

જાહેર કીધું, કે 'મરહબ્બા, મારી દરબારને તેં મીસ્લે 'ફીરદોસ' રોશન બનાવી છે.' કેહ છે કે આ 'ફીરદોસ' શબ્દ મનસુરને કાંને પડતાંજ, તેણે પોતાનો તખલ્લુસ 'ફીરદોસી' ધારણ કીધો. તુસી એ નામ તેના વતન તુસ ઉપરથી તેની અટક યાને ઓખાર તરીકે જણાયલું છે.

## બાસ્તાંન નામું.

### ફીરદોસીએ શાહનામું શા આધારે રચ્યું.

એવું કહે છે, કે 'બાસ્તાંન નામુ' એવે નામની એક કિતાબ સાસાંની પાદશાહોના[1] જમાનામા, ખાસ કરીને પાદશાહ નોશીરવાંન આદેલ[2] કે જેને ઇરાંન સરજમીન ઉપર થઇ ગયેલા આગલા પાદશાહોની હકિકતની તવારીખ જાણવાનો અને તેને જાળવી રાખવાનો ઘણોજ શોખ હતો, તેના જમાનામા હસ્તી ભોગવતી હતી.[3] એ બાસ્તાંન નામુ પેહલવી ભાશામા લખાયલુ હતું. એ બાસ્તાંન નામાને આધારે ફીરદોસીએ પોતાનુ શાહનામુ લખ્યું હતું.

---

૧. સાસાંનીઆંન વંશના પાદશાહો, ઇરાંનમા 'અસ્કાનીઆંન' વંશની પાદશાહી પછી રાજ કરી ગયા હતા. સાસાની વંશનો અમલ અર્દશીર બાબેગાંનથી શરૂ થયો હતો. અર્દશીર બાબેગાંને એ વંશની સ્થાપણા કરી હતી, અને એ પેહલો સાસાની પાદશાહ હતો.

૨. નોશીરવાંન આદેલ સાસાંનીઆંન વંશનો ૧૯ મો પાદશાહ થઈ ગયો હતો.

૩. નોશીરવાંન આદેલને આગલા પાદશાહો અને પેહલવાંનોની તવારીખ મેલવવાનો એટલો બધો શોખ હતો, કે તેને માટે મોટા ખરચે તે દેશ પરદેશ જાણકાર ઉસ્તાદોને તેવી તવારીખની હકિકત મેલવી લાવવા રવાંના કરતો હતો, અને તેઓની મારફતે જેબી વિગતો મલતી, તેનો સંગ્રહ કરી તે પોતાના કિતાબખાનાંમા જાળવી રાખતો હતો.

## બાસ્તાંન નામું.

પણ આગલ વધવા આગમચ, આ પ્રખ્યાત કિતાબ બાસ્તાંન નામા વિશે કાંઇક જાણવું જરૂરનુ છે. પાદશાહ નોશીરવાંન આદેલે જમાવ કરેલી તવારીખના કકડા–ભુકલાનો સંગ્રહ પોતાના કિતાબખાંનામા જે કીધો હતો, તે જયારે પાદશાહ યઝદેઝર્દ શેહરીયાર[1] ઇરાંનની ગાદી ઉપર આવ્યો, ત્યારે તે સઘલો તવારીખી સંગ્રહ તેને હાથ ગયો હતો. યઝદેઝર્દે આ તવારીખનો સંગ્રહ

## દાનેશ્વર દેહકાંન

નામના એક જાણીતા અકાબરને સ્વાધીન કીધો, એવી ફરમાસ સાથે કે એ સંગ્રહને સીલ સીલાબંધ તવારીખ રૂપે ગોઠવી, તે એક દફતર બનાવે. આ દાનેશ્વર દેહકાંન, મદાયન (તેસીફુન) શેહરનો એક આગેવાંન અકાબર અને કાબેલ શખ્સ હતો. એ દાનેશ્વર દેહકાંને, પાદશાહ કઇઓમરસની[2] પાદશાહીની શરૂઆતથી, સાસાંનીઆંન વંશના પાદશાહ ખુશરો પરવીઝનો[3] આખરી સુધીની તમામ હકિકત, સીલ સીલાબંધ ગોઠવી હતી.

---

૧. યઝદેઝર્દ શેહરીયાર સાસાનીઆંન વંશનો પારસીઓનો છેલ્લો પાદશાહ હતો. એના વખતમા અરબ લોકોએ ઇરાંનનું રાજ જીતી લીધું હતું, અને પારસી શાહનશાહતની આખેરી આવી હતી.

૨. ઈરાંન સર જમીનનો પેશદાદીખાંન ટોલાનો એ સહુંથી પેહલ્લો પાદશાહ હતો. એને પાહડો ઉપર રાજ ચલાવ્યું હતું. એના વખતમા લોકો પોશાક તરીકે ચાંમડાં તથા ઝાડોના પાતડાં ઓઢતાં, તેમજ વનસ્પતીનો ખોરાક તરીકે ઉપયોગ કરતાં હતાં.

૩. ખુશરો પરવીઝ સાસાનીઆંન વંશનો એકવીસમો પાદશાહ હતો. એ પાદશાહ નોશીરવાંન આદેલનો નબીરો હતો. દુનિયાની તવારીખમાં પ્રસિધ્ધ થયલી ખુબસુરત શીરીન એની રાણી હતી, જેની મોહબતનું દાસ્તાંન જગ પ્રસિધ્ધ સાહિત્યમા જાણીતું થયલું છે.

એ સઘળી તવારીખ પેહલવી[૧] ભાશામા લખાઇ હતી, અને એ કિતાબનુ નામ બારતાંન નામું આપવામા આવ્યું હતું.

## ઇરાંન સર જમીનને લાગેલી જમાનાની નઝર.

જમાના, જમાના, અરે બેકિનાર,
કિધું તુંએ ઇરાંન કાં ખારઝાર.
જમાના, જમાના, ઓ બેકદર,
કિધી પેશદાદી ખતમ બેખતર.
જમાના, જમાના, ઓ બેરહમ,
રાખી નહી કયાંનિઓની શરમ.
નહી તું થયો કોઇનો આશના,
કિધા તેં હખાંમીનીઓને ફના.
અરે ઓ જમાના બની બેશરમ,
કિધી તુંએ સાસાંની શાહી ખતમ.
લુટિ એશ અસરત, લુટી સર જમીન,
લુટીયું વતન પારસી નામચીન.
જમાનાની તુંને લાગી નઝર,
થયું 'તું ઇરાંન જીરોજબર.
થયાં સાલ એ વાતને કંઇ હજાર,
લખે કોણ તવારીખ જગ આશકાર.

## ઇરાંન અને અફગાંનીસ્તાંનમા શાહનામું.

ઇરાંની પેહલવાંનોની હકિકતો અને ઇરાંની પાદશાહોની જીંદગીની કથાઓ ફીરદોસીના જમાનામા, ઇરાંન અને તેની

૧. સાસાંનીઆન વંશના પાદશાહોના અમલમા ઇરાંનમા પેહલવી જબાંન વપરાતી હતી.

અતરાફમા આવેલાં ગાંમોમા ઘણુંકોને મોહોડે બોલાતી હતી. જયાં એક વખત જરથોસ્તી ધરમ ફેલાયલો હતો, જયાં ગાવેઆંની ધજા ફડકતી હતી, અને જયાં પારસી પાદશાહી ચાલતી હતી, ત્યાં ફીરદોસીના વખતમા જો કે પેગંબર મહમદનો વાવટો ઉડતો થયો હતો, તોપણ કિયાંની પાદશાહો અને પેહલવાંનોના પરાક્રમોની બાપદાદેથી ઉતરી આવેલી વારતાઓ, તે લોકોમા સારી રીતે બોલાતી હતી.

જોહાક અને ઈબ્લીસ, જોહાક અને જમશેદ, અને રૂસ્તમ અને સોહરાબના કિસ્સાઓ, લોકોને સારી રીતે જાણીતા હતા, એમ એક આરમિનીયન[1] લખનાર લખી ગયો છે. એ સઘલાં તેયાર દાસ્તાંનો, ફીરદોસીએ એકઠાં કીધાં હતાં. એ સઘલાં દાસ્તાંનોને ભેગાં કરી, ફીરદોસીએ પોતાની કાબેલીયતથી તેને એવી રીતે કવિતાઇ ચિતાર આપ્યો, કે જેમ તેના વખતમા તેમજ તેના મરણ પછી, નવ સદી વહી ગયા છતાં, ઇરાંન અને અફગાનીસ્તાંનમા તેની શાહનામાની કિતાબ ઘણુંજ શોખથી આજ સુધી વંચાતી રેહી છે. આજે પણ તેનું રૂસ્તમ અને સોહરાબનું કરૂણારસ (tragic) દાસ્તાંન વાંચી યાને સાંભલી, મોટાં તેમજ નાહનાંઓની આંખોમાથી આંસુ વેહતાં જણાય છે.

### ઇરાંની દાસ્તાંનોનું પાંચમી સદી આગમચનું પુરાતનપણું.

### બાસ્તાંન નામું.

પણ કિયાંની અને પેશદાદીયાંન દાસ્તાંનોને ભેગાં કરવાનું કાંમ, ફીરદોસીની આગમચ ઘણુંકોએ કરવા માડયું હતું. સાસાંનીયાંન જમાનામા એવી તજવિજ બે વખત થઇ હતી.

---

૧. બારેનના મોઝીસ. (ડા૦ મોદી.)

ઇસવી સન ૧૪૨૫ ના જમાનામા, તૈમુર પાદશાહના નબીરાએ જુદાં જુદાં સાધનો ઉપરથી એવાં દાસ્તાંનો એકઠાં કરી, તેણો એક નકલ તઇયાર કરાવી હતી. પણ તેની આગમચ ખોરેનના મોઝીસ નામનો એક આરમિનીયન લેખક, જે ઇસવી સનની પાંચમી સદીમાં થઇ ગયો હતો, તે અસલી ઇરાંનની શાહી તવારીખો-ને લગતી ઘણીક વારતાઓ જાણતો હતો. ઈરાંનની એવી વારતાઓ, જો મજકુર ખોરેન પાંચમી સદીમા જાણતો હતો, તો તે ઉપરથી માલમ પડે છે, કે પાંચમી સદીની આગમચ ઇરાંનની વારતાઓ, મજકુર લેખક ખોરેને યા તો લોકો તરફથી સાંભલી હોય, યા તો તેણે કોઇ કિતાબમાં વાંચી હોય.

## ઈરાની દાસ્તાંનો છઠી સદીમાં એકઠાં કરવાની કોશેશ.

ઇરાંની દાસ્તાંનો ભેગાં કરવાની કોશેસ જેમ પાંચમી સદીમા થઇ હતી, તેમ છઠી સદીમા એ દાસ્તાંનોને એકઠાં કરવાની કોશીસ કરનાર સાસાંનીયાંન પાદશાહ નોશીરવાંન આદેલે કરી હતી. એ આગલ જણાવ્યા પ્રમાણે, એવી વારતાઓ ભેગી કરવા માટે નોશીરવાંન આદેલે દેશ પરદેશ પોતાના કાબેલ માનસોને મોકલાવી, એવી વારતાઓ તેમની પાસથી એકઠી કરાવી, તેને એક કિતાબના આકારે રચાવી હતી, અને તે કિતાબ પોતાના પાદશાહી દફતર-ખાના (લાઇબ્રેરી)મા મુકાવી હતી.

નોશીરવાંન આદેલ પછી, યઝદેઝર્દ શેહરિયારે એવીજ કિસમની કોશેસ કરી હતી. દાનેસ્વર નામનો એક દેહકાંન, જે મદાયન (તેસીફુન)મા રેહતો હતો, તેને એ કાંમ પાદશાહ યઝદેઝર્દે સોંપ્યું હતું. એ દાનેસ્વરે કયોમર્સથી ખુશરો પરવીઝના રાજ સુધીની તમામ તવારીખ, સીલ સીલાબંધ લખી કાહાડી, અને તેમા કાંઇ ભુલભાલ કે કાંઇ અધુરું રેહી ગયું હોય, તે બીજા કાબેલ બુજોર્ગોની સાથે મસલત કરી, સુધારો વધારો કીધા પછી

એક પુસ્તક આકારે લખી, પાદશાહ યઝદેઝર્દને સ્વાધીન કીધી, અને યઝદેઝર્દે તે કિતાબ પોતાના કિતાબખાંનામા મુકાવી હતી. એ પુસ્તક માટે શાએર ફીરદોસી પોતાના દિબાચામા ઇશારો કરે છે.

## ખુદાએ નામું કે બાસ્તાંન નામું.

પણ આ પ્રખ્યાત પુસ્તકના નામના બાબમા એક ગુંચવાડો ઉભો થવા પામ્યો હતો. દાનેશ્વરે રચેલા એ પુસ્તકને યઝદેઝર્દે પોતાના કિતાબખાંનામા રાખવાનું ફરમાન કીધું, અને તેને "ખોદાએ નામા" ને નામે ઓલખાવ્યું. પણ એજ 'ખોદાએ-નામા'ને, પાછલથી કેટલાક લખનારાઓ 'બાસ્તાંન નામા'ને નામે ઓલખાવી ગયા છે.[૧]

## ખુદાએ નામાની ઉત્પન્તી. ફીરદોસીએ પોતાના પુસ્તકને 'શાહનામા' નામ આપવાનું કારણ.

દેહકાંન દાનેશ્વરે એ પુસ્તક પેહલવી ભાશામા લખ્યું હતું. એ પેહલવી ભાશા સાસાંનીયાંન પાંદશાહોની દરબારી ભાશા હતી. દાનેશ્વરે લખેલાં એ પુસ્તકનું નામ 'ખુદાએ નામે' હતું. 'ખુદાએ નામા' નો અર્થ 'પાદશાહોની ચોપડી' થાય છે. દાનેશ્વરે પોતાના એ પુસ્તકનું નામ 'ખુદાએ નામે' શા માટે આપ્યું, તેનો સેહજ ખુલાસો થવો જોઇયે છે. 'ખુદા' એ શબ્દ ફક્ત પરવરદેગાર, જગતના પેદા કરનારનેજ લગાડવામા આવે છે. પણ સાસાંનીયાંન જમાનામા 'ખુદા' શબ્દ 'શાહ અને પાદશાહ' માટેજ વપડાતો હતો. દાનેશ્વરે એટલા માટે પોતાના પુસ્તકમાં આગલા જમાનાના પાદશાહોને લગતાં વિવેચન લખેલાં હોવાથી, તેણે પોતાના એ પુસ્તકને 'ખુદાએ નામે' એવું નામ આપ્યું. પણ ફીરદોસીએ

૧. ડા૦ જી૦ જ૦ મોદીનુ શાહનામુ અને ફીરદોસી.

એ ઉપરથી પોતાના પુસ્તકનું નામ 'ખુદાએ નામું' નહી આપતાં, 'શાહનામુ' નામ આપ્યું. એનું એક કારણ એ હતું, કે પારસી શેહનશાહત પડી ભાગ્યા પછી, અરબ લોકોની પાદશાહી ઈરાંનમા ચાલુ થઇ હતી, ત્યારે 'ખુદા' શબ્દ ફકત પરવરદેગારને માટેજ બોલાતો હતો. એ અર્થને અનુસરીને શાએર ફીરદોસીએ પોતાના પુસ્તકનુ નામ શાહનામું આપ્યું હતું.

## અરબોના હાથમાં દાનેશવરનુ પુસ્તક કેવી રીતે ગયું ?

ઇસવી સન ૬૪૧ના સાલમા પાદશાહ યઝદેઝર્દ, નેહાવંદની લડાઇમા આરબોને હાથ પોતાનુ રાજ, તાજ અને કાવેઆંની ઝુંડો ખોઇ પરાગંદે થયો, અને તેનો શાહી ખજાનો અને તમામ માલ મીલકત અરબોએ લુટી લીધાં, તેમા દેહકાંન દાનેશવરે રચેલું ખુદાએ નામું પણ લુટાઇ ગયું હતું. સાદ વકાસ, જેણે એ લડાઇ ફતેહ કરી હતી, તેણે એ ખુદાએ નામુ ખલીફ ઉપર મોકલાવ્યું. ખલીફે એ કિતાબ, જે પેહલવી ભાશામા લખાયલી હતી, તેનો અરબી જબાંનમા તરજુમો કરાવ્યો હતો.

## ખુદાએ નામાનો અરબી તરજુમો કરનાર એક વટલી ગયેલો જરથોશ્તી.

એ ખુદાએ નામું જયારે અરબોને હાથ ગયું, ત્યારે તે કિતાબ પેહલવી જબાંનમા લખાયલી હોવાથી, ખલીફને તે માહેલી બાબદ જાણવાની ઘણીજ કાળજી થઇ. તેણે એ કિતાબનો અરબી જબાંનમા તરજુમો કરવાનુ કાંમ, એક વટલી ગયલા જરથોશ્તીને સ્વાધીન કીધું હતું. એ વટલી ગયલા જરથોશ્તીનું નામ અબદલ્લા એબને અલ મોકફફા[1] હતું. જો કે એ જરથોશ્તી

૧. એનુ ખરૂં નામ રૂઝબેહ હતું (ડા૦ જી૦ જ. મોદી.)

ઇસલામી ધેરમમાં વટલી ગયો હતો, પણ બાતેનમાં તે પોતાના બાપીકા જરથોસ્તી ધર્મને માનતો હતો.

શાહનામા અને બીજાં પુસ્તકો આ પુસ્તકને આધારે રચાયલાં જણાવવામા આવે છે. એ અરબી તરજુમાની કિતાબને સઇર-ઉલ-મુલુકનું નામ આપ્યું હતું.

## ખુદાએ નામા ઉપર પડેલી લુટ. તેની સુલતાંની સરજત.

ખુદાએ નામાનો અરબી જબાંનમા તરજુમો કરનાર, પેલા વટલેલ જરથોસ્તીએ જયારે ખલીફને પેશદાદી પાદશાહોની રાજનિતી અને તેમના કાયદા કાનુનો વિગેરે અરબી જબાંનમા સમજાવ્યા, ત્યારે ખલીફને તે એટલા બધા તો પસંદ પડયા, કે તેનો અરબી ભાશામા ઓનેગોલ તરજુમો કરવાનો તણે હુકમ કીધો. પણ કિયાંનીઓના દાસ્તાંનોની હકિકત રજુ કરતાં, જાલ અને રૂસ્તમની કાંહાણી, અને સીમુર્ગ વિશે, તેમજ ખુરશેદ અને આતશની સેતાયેશ વિશે જયારે તેણે જાણ્યું, ત્યારે તેણે હુકમ કીધો, કે એ કિતાબ વાંચવા લાયક નથી.

## ખુદાએ નામાનું હબસી પ્રજાના હાથમાં જવું.

એવી રીતે ખુદાએ નામાની સરજત નક્કી થઇ. ખલીફે એ કિતાબ રદ કીધાં પછી, કોઇ એક અરબના હાથમાથી, તે હબસીઓના મુલક, એબીસીનીઆમા વસતા કોઇ અરબના હાથમા ગઇ. તે અરબે હબસીઓના મુલકના પાદશાહને તે કિતાબ ભેટ આપી. હબસીના પાદશાહના હાથમા દાનેશ્વર દેહકાંનનુ ખુદાએ નામુ ગયા પછી, તેની સરજતમા એક નવો ફેરફાર થયો. ખલીફે જે કાંમ નહી કરાવ્યું, તે કાંમ એ હબસીના પાદશાહે કીધું, યાને હબસાનના પાદશાહે ખુદાએ નામાનો અરબી જબાંનમા તરજુમો કરાવ્યો.

## ખુદાએ નામાનું હિંન્દુસ્થાંનમાં જવું.

એબીસીનીયાંથી દાનેશ્વરનુ પેહલવી ખુદાએ નામુ હિન્દુસ્થાંનમા ગયું. પણ હિન્દુસ્થાંનમાં તે ઠરીઠાંમ થઇ પડયું નહિ, કેમકે હિન્દુસ્થાંનથી તે ઇરાંનમા ખોરાસાંનના હાકિમ યાકુબ લઇસ, જે પુરાતન ઇરાનના પાદશાહ પેહલવાંનોની વારતા એકઠી કરવાનો ઘણોજ શોખીન હતો, તેણે ખુદાએ નામાંનુ પેહલવી પુસ્તક હિન્દુસ્થાંનમાથી[1] મંગાવી, તેનો ફારસી ભાશામા તરજુમો કરાવ્યો. દાનેશ્વરના પુસ્તકમા ખુશરો પરવીઝના અમલ સુધીનીજ બાબદ લખી હતી, પણ હવે યાકુબ લઇસે ફરમાવ્યું કે, ખુશરો પરવીઝના અમલ પછીની બાકી રેહલી હકિકતનો તે પુસ્તકમાં સમાવેશ કરવો, અને તેમ કરવા માટે ખુશરો પરવીઝના રાજથી, યઝદેઝર્દ શેહરીયારે પોતાની પાદશાહી ખોઇ, ત્યાં સુધીની બીનાનો અંદર ઉમેરા કરવો[2] જણાવવામાં આવે છે કે, આ ફારસી પેહલવી તરજુમો કરનાર ચાર જને, દાનેશ્વરના પેહલવી ખુદાએનામાના ફારસી તરજુમાને શાહનામુ નામ આપ્યું હતું.

## શાએર દકીકીને શાહનામું બેતબાજીમાં રચવાનો હુકમ થવો.

એવી રીતે પેહલવી ખુદાએ નામનો ફારસી તરજુમો થયા પછી, અને તેનુ નામ શાહનામું અપાયા પછી, યાકુબ લઇસની

---

૧. યાકુબ લઇસે દાનેશ્વરનુ પેહલવી ખુદાએનામુ હિંદુસ્થાંનમાંથી મંગાવ્યું નહી હતું, પણ ઇરાંનમાંથી મેલવ્યું હતું.

(શાહનામુ અને ફીરદોસી ડા૦ જી૦ જ૦ મોદી.)

૨. ફારસીમા તરજુમો કરવાનુ કામ યાકુબ લઇસે, રુઉદ એબને મનસુર અલ મોઅરી નામના શખસને સોપ્યું, અને તેને મદદ કરવા માટે ૧. હેરાતનો તાજ બીન ખોરાસાની. ૨, સીસતાંનનો યઝદાંનદાદ શાહપુર, ૩, નીશાપુરનો માહુ ઇબને ખોરશેદ, અને ૪. તુસનો સુલીમાન બીન તુરીન, એવે નામના ચાર ઇરાંની વંશના ઇરાંની હતા.

(શાહનામુ અને ફીરદુસી ડા૦ જી૦ જ૦ મોદી.)

હાકમી ઇ૦ સ૦ ૯૦૭ મા સામાનીઆંન વંશના હાથમા ગઇ. એ નવા વંશને ઇરાંની દંતકથાઓ, અને ઇરાંનની તવારીખી હાકકતો જાણવાનો, અને તેનો સંગ્રહ કરવાનો શોખ હોવાથી, તે સઘલાનો જમાવ કીધો હતો. એ સામાનીઆંન વંશનો અમુ સલીહ મનસુર નામનો પાદશાહ, જે ઇ૦ સ૦ ૯૬૦ થી ૯૭૫ સુધીમાં થઇ ગયો છે, તેના વજીરે, દકીકી નામના શાએરને ફરમાવ્યું. કે દાનેશ્વરની પેહલવી કિતાબ ઉપરથી જે તરજુમો ફારસી જબાંનમાં યાકુબ લઇસે કરાવ્યો હતો, તે ફારસી તરજુમાં ઉપરથી આખું પુસ્તક બેતબાજીમા રચવું.

## શાહેર દકીકીને પસંદ કરવાનું કારણ.
## દકીકીનું ખુન.

ફારસી શાહનામાને તમામ બેતબાજીમા રચવાનું કાંમ શાએર દકીકીને સોપવાનુ મુખ્ય કારણ એ હતું, કે દકીકી એક જરથોશ્તી હતો, અને તે જરથોશ્તી હોવાને લીધે, તેને બીજા શાએરો કરતાં વધારે પસંદ એટલા માટેજ કરવામા આવ્યો હતો, કે તે પોતાના નિયાગાંનો તરફનાં ચાહને લીધે, તેમની કિરતીને તે પુરતો ઇનસાફ આપી શકે. શાએર દકીકીએ પાદશાહ ગુસ્તાસ્પના રાજ્યથી બેતબાજી રચવા માડી, પણ તેણે બે હજાર બેતો નહી લખ્યા, તેટલાં તેના એક ગુલાંમે તેનુ ખુન કીધું, અને તે કવખતે મારયો ગયો, જેથી શાહનામાને બેતબાજીમા રચવાનુ કાંમ ખોરંબે પડયું.

## ગંઝની વંશનો અમલ. મહામુદશાહ ગઝનવી.

શાએર દકીકીના મરણ સાથે સામાનીઆંન વંશવાલાઓની પાદશાહીબી ખતમ થઇ, એટલે કુદરતી રીતે શાહનામાને બેત-બાજીમા રચવા અને રચાવવાનુ કાંમ પણ અટકી પડયું. સામાનીઆંન વંશની હકુમત પડી ભાગી, અને તેમની હકુમત ગઝનવી વંશના હાથમા ગઇ.

ગઝની વંશનો મહામુદ, જે હિન્દુસ્થાંનના ઇતીહાસમાં

મહામુદ શાહ ગઝનવીને નામે જણાઇ ગયો છે, તેનો અમલ શરૂ થયો. મહામુદ શાહ ગઝનવી જો કે એક ઇસલામી હતો, છતાં તેને ફારસી જબાંન ઘણીજ પસંદ પડતી, અરબી ભાશાનું ચલન બંધ કરી, ફારસી જબાંનને તેણે પોતાની દરબારી ભાશા બનાવી. એ પાદશાહ ફારસી ભાશાનો ઘણોજ શોખીન હતો.

## મહામુદશાહ ગઝનવી-ઇરાંની વાર્તાઓનો પુંજારી.

પોતે ઇસલામી હતો, છતાં ઇરાંન દેશના આગલા પાદશાહ અને પેહલવાંનોની હકિકત અને વાર્તાઓનો તે હદ બહાર શોખીન હતો. અત્યાર સુધીમા ઇરાંની પેહલવાંનો અને પાદશાહોની જે જે વારતાઓનો જમાવ થયો હતો, તે સઘલાંને સંપુરણ કરી તેને બેતબાજી યાને નઝમમા રચાવવાનો તેને ઘણોજ શોખ હતો. મહામુદ શાહના એવા શોખની ખબર જેમ જેમ ચોમેર જાહેર થતી ગઇ, તેમ તેમ તેની દરબારમા, દેશપર દેશના કથકો એવાં દારતાંનોની હકિકતો કથવા આવવા લાગ્યા, અને તેઓ કિમતી ઇનામ અકરાંમ મેળવવા લાગ્યા. એ રીતે મહામુદ શાહ અસલ ઇરાંનના પાદશાહો અને પેહલવાનોને લગતી હકિકતનો એક મહાભારત જંગી સંગ્રહ કરી શકયો હતો. અને એ સઘલો સંગ્રહ બેતબાજીમા રચવા માટે, તે કોઈ બાહોશ શાએરની તલાશમા હતો.

## મહમુદ શાહના સાત શાએરો.

આ શાએરીના શોખીન શાહની દરબારમા, એ સમે તે જમાનાના સાત જાણીતા શાએરો ઘણાજ માંનીતા હતા. તેઓ શાએરીના સાહિત્યમા સાત સીતારા સમાન પુંજાતા હતા. તેઓ (૧) અનસરી, (૨) ફરરૂખી, (૩) ઝયની, (૪) અસજદી, (૫) મનજંગ, (૬) ખુરરમી, અને (૭) તરમદીને નામે ઓલખાતા હતા.

### શાહનામાનું કામ કોણને આપવું ?

આ સાત શાએરોમાથી, શાહનામું તમામ બેતબાજીમા રચવાનુ કાંમ કયા શાએરને આપવું, તેના વિચારમા મહમુદ શાહ ગુંચવાવા લાગ્યો. આ ગુંચવાડાનો ઇલાજ મહમુદ શાહે દરેક શાએરને, શાહનામા માહેલી જુદી જુદી હેકાયત બેતબાજીમા રચવા આપી, અને જેની શાએરી વધારે દીલપસંદ માલમ પડે, તેને આખું શાહનામુ રચવાનુ કાંમ સપુરદ કરવાનો પોતાનો વિચાર જાહેર કીધો. આ ઠરાવની રૂએ શાએર અનસરીને ફાલે રૂસ્તમ અને સોહરાબનુ દાસ્તાંન રચવાનુ કાંમ ગયું હતું.

### અનસરીનો અલંકાર.

શાએર અનસરીએ રૂસ્તમ સોહરાબનુ દાસ્તાંન એવી તો સરસ ઇબારત અને અલફાઝથી બેતબાજીમા રચ્યું, કે મહામુદ-શાહ તે સાંભલી ઘણોજ ખુશ થયો, અને અનસરીને મહામુદ શાહે તમામ શાહનામું બેતબાજીમા રચવાનું કાંમ સપુરદ કીધું.

રૂસતમ સોહરાબના દાસ્તાંન માહેલી અનસરીએ જોડેલી જે બેતબાજી મહામુદ શાહને વધારે પસંદ પડી, તે રૂસ્તમે જ્યારે બીજી વારની કુશ્તીમા સોહરાબને જમીન ઉપર પટકયો, ત્યારે રૂસ્તમ જાણુતો હતો, કે સોહરાબ જમીન ઉપર પટકાયા પછી તે પડી રહેવાનો નથી, તે જોર કરી મબાદા પાછો ઉઠશે, તેથી રૂસ્તમે પોતાનુ આબદાર ખંજર કાહાડી, સોહરાબનું જીગર તેજ ઘડી ચીરી નાખ્યું. સોહરાબે એક જબરી ચીસ પાડી, હાય મારી, કેહુ કે:

**નઝમ**

**સોહરાબ:**

હરાંન ગેહ કે તીરને શુદી તો બખુન,
બયૉલુદી ઈન ખંજરે ઑબગુન.

જમાને બખુને તો તીશ્ને શવદ,
બઅંન્દામે તો મુઇ દશ્ને શવદ.

તરજુમો

સોહરાબ:
તરસ્યો થયો મુજ લહુનો તું જયાર,
કિધું આલુદા ખંજરે આબદાર.
તુંજ લહુનો જમાનો તરસતર થશે,
બદન બાલ તારા ખંજર થશે.

(કરતા)

## શાહનામાની સરજત.

પણ એટલુ છતાં શાહનામુ રચવાનુ કામ અનસરીના નસીબમા સરજાયલું નહી હતું. કુદરતે તે કામ ફીરદોસીને માટે રોજે અવ્વલથી અલાહેદુજ રાખેલું હતું, અને આખરે તે ફીરદોસીએજ રચ્યું. ફીરદોસીએ શાહનામુ રચી દુનિયાને સપુરદ કીધું, ઇરાંનના પાદશાહોની કિરતીને સજીવન કીધી, અને ઇરાંનના પેહલવાંનોની નામદારી દુનિયાની રૂ-બ-રૂ ખરા આકારમા પાછી જીવતી કરી આપી, જરથોસ્તી કોમ ઉપર મોટી નવાજેશ કીધી.

કેવી રીતે શાએર ફીરદોસી શાહનામુ રચવા પામ્યો, અને માહમુદ શાહ ગઝનવી સાથ તે કેવી રીતે સમાગમમા આવ્યો, અને કેવી રીતે આ જગ મસિધ્ધ પુસ્તક-શાહનામું તેણે ખતમ કીધું, તે હવે ફીરદોસીના એહવાલ ઉપરથી જણાઇ આવશે.



શાએર ફીરદોસી તુસી.

# ફીરદોસી તુસી.



## ફીરદોસી-તેની જનમ ભુમી અને તેના બાપની ઓલખ.

જણાં પર ધરૂ નામ યઝદાંન પાક,
કિધાં જેણે પયદા હવા, આબ, ખાક.
હવે કર 'રોશન' કિરતન ખલાસ,
ના બાંધ ગેતી ઉપર કાંઇ આસ.
કસી સાલ પચીસ તક મે કલમ,
રચી શાહનામું કીધું ખતમ.

*   *   *

હવે હું કસું લઇ કલમ બાખુશી,
રચું હું કથન ફીરદોસી તુસી.

*   *   *

ખોરાસાંનમા[1] એક હતું તુસ[2] શેહર,
હતી જ્યાં આબો હવાની મેહર.
હતું તુસમા દિલપઝીર એક ગાંમ,
'શાદાબ'[3] હતું તેનુ મશહુર નામ.

---

૧. ઇરાંનમા આવેલો ખોરાસાનનો મુલક.

૨. તુસ ખોરાસાનના મુલકમાં આવેલું એક શેહેર, જે નોઝર બીન મીનોચેહરના છોકરા તુસે વસાવ્યાથી, તે શેહરનુ નામ તુસ આપવામાંઆવ્યું હતું.

. તુસ શેહેરની પડોસમા આવેલાં એક ગામનુ નામ.

વસ્તો હતો ત્યાં ગરીબ એક જન,
હતું નામ એહમદ[1] દાનેશમંદ.
પેદરનુ વતન તુસ હતું દીલફરોઝ,
જનમ ત્યાં થયો તો મુબારક રોજ.
તુસી[2] નામ તુસ શેહર પરથી થયું,
જગત આશકારા તે થઇ ગયું.
દિપે આજ હરગમ ચોખંડમાં,
સુખન મુળ પામે કંચંનમા.
રચી તેણે અમર શાહી કિતાબ,
થયા શાએરો બિલકુલ લાજવાબ.
ન બુજી કલમની કદર હિરકણી,
ખતમ જીંદગી થઇ ગઇ રંકની.
હતો તે હાકેમનો બાગબાં,
હુંનરમંદ પુરો બડો નેકખાં.
દિઠો ખાબ બાપે જનમ પેશતર,
રહ્યું તેનુ ખીલી ખુશીથી જીગર.

---

૧. ફીરદોસીનો બાપ.

૨. શાએર ફીરદોસીનો જનમ ખોરાસાનમા આવેલાં તુસ શેહરનાં શાદાબ નામના ગાંમમા થયલો હોવાથી, એ તુસીના નામથી ઓલખાઇ ગયો છે. દાખલા તરીકે એક શાએરે એની સિફતમા નિચલી બેત રચી એને 'તુસી' તરીકે ઓલખાવી ગયો છે.

"ચે ખુશ ગોફત તુસી સખુન હમચુ દોર,
મુરબી બેચારા મુરબ્બા બેઓર."

તરજુમો:

સુખન મીરલે મોતી **'તુસી'** ગવાય,
મુરબ્બી વિના નહિ મુરબ્બો ખવાય.

(કરતા)

## ફીરદોસીના બાપે તેના જનમ આગમચ જોયલો સ્વપનો.

એક રાત એહમદ હતો ખાબમા,
જોતાંજ પડીયો બેતાબમા.
નઝર સામે તેણે દીઠો પીસર,
ચહડી તે ગયો એકદમ છટ[1] ઉપર.
ઉભો જઈ મથાલે બની બેફીકર,
કીધી કેબલા[2] ગમ ફરીને નઝર.
પુકારો તે કરતો રહયો તોરથી,
પડઘા થતા'તા અતી જોરથી.
કલાંમો પુકારી રહ્યો સર--બ--સર,
સુણી તેનુ ધડકી રહ્યું ખુબ જીગર.
જાગી તે ઉઠીયો, પડતાં ફજજર,
કહી આવી કોઇએ મૂબારક ખબર:
"અએ એહમદ દફા કર હવે તારો ગમ,
બીબીએ બેટાને આપ્યો જનમ.[3]"
ખબર એ સુણી ખુશી તે થયો,
સફળ હાલ સપના તણો થઇ ગયો.

---

૧. છટ યાને ઘરનુ છાપરું.

૨. મુસલમાનો મક્કાને પોતાના કેબલા તરીકે ગણે છે, મક્કા અરબસ્થાંનની રાજધાની છે. પેગંબર હજરત મહમદ એ મક્કા શેહરમાં ઇ૦ સ૦ ૫૬૯ મા જનમ્યો હતો.

૩. ફીરદોસીના જનમની એ ખબર હતી. એના જનમ વીશે જુદા જુદા લખનારા એકમત થતા નથી. મો૦ મોહલ પ્રમાણે ફીરદોસીનો જનમ હીજરી ૩૨૯, એટલે ઇ૦ સ૦ ૯૪૧ મા થયો હતો.

નજુમી બડો એક હતો નામચીન,
મશહુર નામ હતું શેખ નાજીબુદ્દીન.
હકિકત તેને કહી ખાબની,
જણાવો તાસીર હવે આપની." (1)

## શેખ નજીબુદીનને ખાબની તાસીર કેહવી.

શેખ નજીબુદીન એક જાણીતો રમલકાર અને સ્વપનાની તાસીર કેહનાર હતો. અહમદે જોયલો ખાબ તેણે એ રમલકારને ખુલાસા વાર જણાવી, તે ખાબની તાસીર જણાવવા તેને અરજ કીધી. શેખ નજીબુદીને તે ખાબની તાસીર કેહતાં જણાવ્યું કે: "તારો દીકરો એક મહાંન શાએર થવો જોઇયે. તુંએ તારા છોકરાંને મકાંનના છાપરાં ઉપર ચહડી ત્યાંથી ચોમેર પુકારતો જોયો, તેની તાસીર એ છે, કે તે કલાંમ કેહનારો એક મહાંન શાએર થશે, અને તેના પુકારના પડઘા જે તુંએ સાંભલ્યા, તેની તાસીર એ છે, કે દુનિયાના સઘલા લોકો તેની શાએરી એક મતે ઉત્તમ પ્રકારની કબુલ રાખશે, અને તે ચોખંડમા પ્રખ્યાત થશે. (2)

## ફીરદોસીનો જનમ. તેનું બચપણ.

આ સ્વપના પછી શાએર ફીરદોસીનો જનમ થયો હતો.[1]

ફીરદોસીનુ બચપણુ અગર જો તપાસીશું, તો માલમ પડે છે, કે કોઇબી રીતે તે નબળું નહી હતું. કેળવણી યાને શીખવાનો હુંનર હાંસલ કરવામા તે બચપણથીજ બાહોશી દેખાડતો હતો. પોતાનો ફુરસદનો વખત, તે એક ચોક્કસ રમતમા ઘણીજ મોજ સાથ કહાડતો હતો. તેનું વતન તુસ, તુસ નામની નદીને કિનારે આવેલું હતું. આ નદીમાથી વેહતાં પાંણી, એક

૧. મોહલની ગણત્રી પ્રમાણે ફીરદોસીનો જનમ ઇ૦ સ૦ ૯૪૧ (હીજરી ૩૨૯) માં થયો હતો.

નેહેર મારફતે શેહરમાંથી પસાર થતાં હતાં. આ નેહેરની પડોસમાજ બગીશના શાએર ફીરદોસીનું મકાંન આવેલું હતું. આ નેહેરની આગલ ફીરદોસી રોજ પોતાની ફુરસદને વખતે જઈને બેસતો હતો, અને તેમાથી વેહતાં પાણીથી તે પોતાના મનને રીજવી ગમત મેલવતો હતો.(3)

ખીલતો હતો જ્યારે બચપણુ બહાર,
જતો ફીરદોસી નેહેરને કિનાર.
જોતો તે વેહતાં નિરાંત આબ,
સમજતો મજાહ મોટી મન બેહિસાબ.

કભી નીર વેહતાં હતાં જોરથી,
તુટી નેહર એકદમ જતી શોરથી.
કદી ઘસડાતો નેહરનો કિનાર,
રચાવટ કરતો રચી ઘાસ–ચાર.

થતો તેથી દલગીર ફીરદોસ અતી,
ગમતમા તેની ખલલ બહુ થતી.
જોઇ નેહરની એ તરેહ દુરગતી,
કરતો તે મનમા હરેક યુકતી.

બોલતો કે જો હું બનુ ઝરદાર,
બંધાવુ બંધ આ નદિને કિનાર.
પત્થર 'ને ચુનાનુ બંધાવું કાંમ,
મિટે નેહરની કુલ હરકત તમાંમ.
અગર જો મને આપે રોજી ખુદા,
કરૂં એ મહારી ઉમેદ અદા.

## ફીરદોસીની કેળવણી.

ચતુર મન બચપણ ચુનંન્દ હતું,
હર વખત શીખવા આનંન્દ હતું.
પહડી પુર ઈલમને ફાઝેલ થયો,
શીખી અરબ્બી કાબેલ થયો.
થતા કુલ ઓલમાઓ આજેજ તમાંમ,
અરબ્બી, પેહલવી[1] તણુ જોઈ કાંમ.

## ફીરદોસીની સંસારી જીંદગી.

થયો પુર ઇલમને શિખી હુશિયાર,
કિધી શાદી તેણે, થયો બરકરાર.
ઉમર સાલ વીસપર હતી સાતની,[2]
હકિકત નથી મલતી એ વાતની.

## શાહનામું લખવાની શરૂઆત.

એવું કેહ છે કે ફીરદોસીને તેની જવાંન ઉંમરથીજ ઇરાંનના પાદશાહોની તવારીખ તમામ ખેતબાજીમા સીલા સીલાબંધ

---

૧. ફીરદોસીએ અરબી અને પેહલવી ભાશાનો અભ્યાસ ૨૬ વરશ સુધી કીધેલો હતો, એમ એના પોતાના લખાણો ઉપરથી માલમ પડે છે. એના ભાશાના જ્ઞાનથી ઓલમાઓ હેરત થતા હતા. (ડા૦ જી૦ જ૦ મોદી)

૨. ફીરદોસી ૨૭—૨૮ વરશની ઉંમર આગમચ પરણેલો હોવો જોઈયે, કેમકે તેને એક દીકરાનુ ફરજંદ હતું. અને તે દીકરો ગુજર પામ્યો હતો, એવી નોંધ તેને શાહનામાના એક ભાગમા લીધેલી જણાય છે. નિચલી નોધમા તે પોતાના દીકરાની ઉંમર ૩૭ વરશની અને પોતાની ઉંમર ૬૫ વરશની જણાવે છે.

ફીરદોસી:
મરા શસ્તો પંજે વરાસી ઓ હફત,
ન પુરસીદ અઝીન પીરો તનહા બેરફત.
તરજુમો:
મને સાલ પાંસઠ, તુંને સાડતીસ,
પિરીમા ન પુછ્યું, ગયો તું અજીઝ.

(કરતા)

લખવાનો ઘણોજ શોખ હતો. ફીરદોસી પાસે બાસ્તાંન નામાની એક નકલ હતી, તે વાંચતાં ફીરદોસીને તે તમામ બેતબાજીમા રચવાનો ઘણોજ શોખ થયો. પણ તે માહેલી તવારીખ કાંઇ સીલસીલાબંધ નહી હતી, અને વળી સંપુરણથી નહી હતી. પણ અંતે પોતાના દીલની એ ઉમેદ ફીરદોસીએ પોતાના એક અંગત દોસ્ત મહમદ લશકરીને જણાવી. આ મહમદ લશકરીએ ફીરદોસીને કહ્યું, કે તેની પાસે ઇરાંનના પાદશાહોની તવારીખના વરશોની નોંધ વિગતવારે લખેલી છે, અને જો તે તમામ બેતબાજીમા બનાવવાની તેને ખાત્રી આપે, તો તે સઘલી નોંધ ફીરદોસીને આપી દેવા તેણે ખાએશ જણાવી. મહમદ લશકરીએ ફીરદોસીને દરેક રીતનું ઉત્તેજન આપવામા કાંઇની કચાસ કરી નહી, અને તુરતજ તેણે પોતાની કિતાબ ફીરદોસીને સ્વાધીન કીધી. તે પુસ્તક પેહલવી[1] ભાશામા લખાયલું હતું.

## શાહનામું લખનારને ઓલીયા શેક મહમુદ મશુકે દીધેલા આશીશ.

આ પેહલવી કિતાબ પોતાના કબજામા આવ્યાથી, ફીરદોસીએ શાહનામું રચવાનો હવે નક્કી ઠરાવ કીધો.

ફીરદોસી પોતાનુ ધારેલું કાંમ શરૂ કરે, તે આગમચ તે પોતાના શેહરમા રેહતા મહમુદ મશુક નામના એક પરહેજગાર બુઝોર્ગ ઓલીયા પાસે ગયો. આ પરહેજગાર પીર, પોતાનો સઘલો વખત ખુદાની ઇબાદત કરવામા ગુજારતો હતો, અને શેહરમા વસ્તાં સઘલાં નાહનાં અને મોટાં તેને માન અને વિસ્વાસની નજરથી જોઇ, તેના આશીશ લેવા, અને પોતાની નેક મુરાદ તેની આગલ જાહેર કરી, તેની દુવા માંગતાં હતાં. આવા એક પરહેજગાર પીર પાસે ફીરદોસી ગયો, અને પોતે માથે લેવા ધારેલાં મહાભારત કાંમ વિશે પોતાની ખાએશ તેની આગલ જાહેર કરી, તેના ભલા આશીશ માંગવા લાગ્યો.(4)

1. એ પેહલવી પુસ્તક દાનેસ્વર દેહકાંનવાલું ખુદાએ નામુ હતું.

